ओ३म्

पुण्य श्लोको नलो राजा पुण्य श्लोको युधिष्ठिरः ।
पुण्य श्लोको च वैदेहि पुण्य श्लोको जनार्दनः ॥

ધર્મવીર મહાત્મા પૂણ્ય શ્લોક નળરાય

અને

"મહા"

# સતી દમયંતી

## નાટકનાં ગાયનો.

---

"શ્રી દેશી નાટક સમાજ" માટે

રચાવી, છપાવી પ્રસિદ્ધ કરનાર

ઝવેરી ચંદુલાલ દલસુખરામ ઘોળશાજી.

ભાંગવાડી પ્રીન્સેસ થીએટર–મુંબાઈ.

કીંમત ચાર આના.

# જાહેર ખબર.





ૐ

# સતી દમયંતી

## નાટકનાં ગાયનો.



શ્રીમંત્ ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત
સ્વર્ગસ્થ સાક્ષર ડાહ્યાભાઈ ધોળશાજી સ્થાપિત.

## "શ્રી દેશી નાટક સમાજ" માટે

લેખક,
**કવી છોટાલાલ રૂખદેવ શર્મા.**

છપાવી પ્રસિદ્ધ કરનાર,
**ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી.**
ભાંગવાડી પ્રીન્ટેસ થીએટર-મુંબાઈ.

સંવત ૧૯૭૬. સને ૧૯૨૦.
આવૃત્તિ ૬ ઠી. પ્રત ૨૦,૦૦૦.

**કીંમત રૂ. ૦-૪-૦.**

મુંબઈ—ખેતવાડી, એકરોડ ઘર નં. ૧, ૨ અને ૩ માં 'તત્ત્વવિવેચક'
છાપખાનામાં રા. શ્રીધર વિષ્ણુ કામત એણે છાપ્યું તે ઝવેરી ચંદુ-
લાલ દલસુખરામ ધોળશા એણે ભાંગવાડી પ્રીન્સેસ
થીએટર-મુંબાઈમાં પ્રસિદ્ધ કર્યો.

# "નળ દમયંતી"નું પૂર્વ જન્મ ચરિત્ર.

## દોહરા.

પૂર્વ જન્મનાં વૃત્તાંત આ અદ્ભૂત જેનું અનુપ
અર્બુદ પર્વત પર રહે ભીલ જાત આહુક
પવિત્ર પત્નિ **આહુકી** તે સહ કરે વિરામ
એક મઢુલીમાં રહી જપતાં પુરણ કામ
એક દિવસ આહુક ગયો વનફળ મૂળને કાજ
અતીથિ રૂપે આવીયો **પરમ હંસ** કોઈ સાંજ
કરી આતિથ્ય સુયોગીનું પ્રેમદા કરી પ્રણામ
સંધ્યા સમયે સાધુને કરવા કહે વિરામ
અતિષે અંતર ઉલટથી ભીલણનો જોઈ ભાવ
સાધુએ તે સ્થળ વિષે રહેવા કર્યો ઠરાવ
આશ્રમ નાનો અધિક ત્યાં સુતાં સતી યતિ સાથ
પવિત્ર અંતર ઉભયનાં તે જાણે જગનાથ
વીતી રાત્રી પ્રહર જ્યાં આવ્યો આહુક ત્યાંય
કંદ મૂળ લેઈ કરી પર્ણકુટીની માંય
જોઈ નીજ પ્રીય પત્નીને અવર પુરૂષ સંગાથ
ઈર્ષા મન નહી આણતાં પામ્યો અતિ ઉલ્લાસ
ભયંકર જંગલ અતિ ઘણું સિંહ વાઘ વરૂ ત્રાસ
રક્ષા કારણ બારણે ભીલ ફરે ચોપાસ
અકસ્માત આશ્રમ વિષે આવ્યો સિંહ કરાળ
યુદ્ધ થતાં સિંહ ભીલનું થયો ભીલનો કાળ

## ઉપેન્દ્ર વજ્રા.

પ્રભાત થાતાં ભીલ નારી જાગી
જોઈ પતિને બની દુઃખ ભાગી
મુજ કાજ સ્વામી સ્વર્ગે સિધાર્યાં
તો ધિક્ક જીવું બની હું અનાર્યાં
કલ્પાંત કરતાં રચી કાષ્ટ ચિતા
બળી મળી તે પતિની ગતિમાં
**યતિ** બીચારો નીરખી સ્થીતિ આ
ભૂલ્યો સહુ ભાન ગતિ મતિહા
થયાં હું માટે પરલોકવાસી
આ **ભીલડીને ભીલ** પૂન્યરાશી
ધિક્કાર મારૂં જીવવું હવે છે
પ્રાયશ્ચિત આનું મરી છુટવે છે
આ જન્મ જોડું કીધું મેં વિયોગી
તો જન્મ બીજે કરૂં યોગી યોગી
પ્રભુ અમારી પુરજો પ્રતિજ્ઞા
એ રીત બોલી મરતો યતિ ત્યાં.

### દોહરા.

અંતરીક્ષ વાણી થતાં થયો સુમન વરસાવ
ધન્ય ધન્ય હે યતિ સતી ભીલ પુણ્ય પરભાવ
અતીથિ સેવા એજ છે પરમ મનુષ્યનો ધર્મ
ધાર્યો સતીએ પુણ્યથી ઉદય થાઓ સત્કર્મ
પરજન્મે આહુક થજો નૈષધપતિ નળરાય
ને ભીલણ ભીમક સુતા દમયંતી કહેવાય
પરમ હંસ તે હંસ થઈ વસો નિષધ વનમાંહ્ય
ને તેના શુભ યત્નથી નળ દમયંતી વરાય

# મુખ્ય પાત્રોના નામ.

## પુરૂષ પાત્રો.

**નારદ**–બ્રહ્માના પુત્ર વેદ પારાંગ મહર્ષિ.
**નળરાય**–પુણ્ય શ્લોક ધર્મવીર મહાત્મા નૈષધપતિ.
**પુશ્કર**–નળરાયના કનિષ્ટ બન્ધુ.
**ઇંદ્રસેન**
**ઇંદ્રસેના** } –રાજ બાળકો.

**સતયુગ**
**ત્રેતા**
**દ્વાપર**
**કળીયુગ** } –ચાર યુગો.

**ઈંદ્ર**
**અગ્નિ**
**વરૂણ**
**યમ** } –દેવો.

**હંસ**–બ્રહ્માનું વાહન, નળ દમયંતીનો સન્મીત્ર.
**ભીમકરાય**–દમયંતીનો પિતા વિદર્ભ દેશનો રાજા.
**સુદેવ**–રાજપુરોહિત.
**સુબાહુ**–ચેદીપુરનો રાજા.
**રૂતુપર્ણ**–અયોધ્યાનો રાજા.
**દેવશર્મા**–ધર્મચુસ્ત શાસ્ત્રીમહારાજ.
**સુદર્શન**–દેવશર્માનો પુત્ર, કળીલક્ષણુ પ્રધાન બ્રાહ્મણ.
**કાનજી**–એક ખવાસ.

## સ્ત્રી પાત્રો.

**દમયંતી**–ભીમક તનયા, પતિ પરાયણુ મહાસતી.
**સુનંદા**–સુબાહુની પુત્રી અને દમયંતીની માસીની દીકરી.
**સરસ્વતિ**–બ્રહ્મ તનયા, વાણી રૂપ શારદા.
**લલિતા**–કાનજીની સ્ત્રી.

દાસ, દાસી, વારાંગનાઓ, અપ્સરાઓ, નાયકાઓ વિગેરે.
**સ્થળ**–નૈષધ દેશ, વિદર્ભ દેશ, ચેદીપુર વિગેરે.



ओ३म्

॥ तत्सत् परमात्मने नमः ॥

# સતી દમયંતી

નાટકનો ટુંકસાર.

---

## અંક ૧ લો.

### મંગળાચરણ.

**પ્રવેશ પહેલો**—નૈષધ દેશના પુણ્ય શ્લોક મહાત્મા નળરાયના ક્રીડા સરોવરમાં હંસોનો વિહાર, વનવિહારમાટે નિકળેલા શ્રીમાન્ નૈષધ પતિ નળરાયનું આગમન, ઉપવન અને સરોવરની સુંદરતા સાથે સરોવરમાં હંસોની ક્રીડા જોઈ હંસને પકડવા નળરાયને થએલો મોહ હંસને સરોવરમાંથી પકડવો, હંસનું ભયભીત થવું અને પોતાને મુક્ત કરવા નળને વિનંતી, હંસની શરીર સુંદરતા જોઈ અને આશ્ચર્યકારક વાણી સાંભળી નળને હંસ ઉપર થતા અનુરાગથી મુક્ત નહિ કરવા નળનો આગ્રહ, પતિપરાયણ હંસીનો કરૂણાવિલાપ અને પોતાના સ્વામીને મુક્ત કરવા નળ પાસે યાચના, નળનો ઇન્કાર, હંસીએ શ્રાપ દઈ વિદાય થવું, પોતાના કુટુંબથી વિમુખ હંસે પોતાના આત્મ સંબંધીઓને એક વખત મળી પાછા આવવાની શરતે મુક્ત કરવા નળને પ્રાર્થના નિર્દોષ પ્રાણીના કરૂણાવિલાપથી નળને ઉત્પન્ન થએલી દયા,

હંસને બંધનથી મુક્ત કરવો, હંસનું ખુશ થઈ કુંડીનપુર નગરના મહારાજ ભીમકની પુત્રી દમયંતીના ગુણુ સૌંદર્યનું વર્ણુન કરવું, દમયંતી માટે નળને થએલો મોહ, દમયંતી સાથે નળનાં લગ્ન કરાવી આપવા હંસે પ્રતિજ્ઞા કરી નળ તરફથી થએલ ઉપકારનો બદલો વાળવાના હેતુથી હંસનું દમયંતી પાસે જવું.

**પ્રવેશ ૨ જો**—હરીકીર્તન કરતા મહર્ષિ નારદનું આગમન નારદ મુનીના પ્રપંચમય વિચારો, સત્વ પ્રધાન સતયુગ તથા ત્રેતા અને દ્વાપર વચ્ચે પોત પોતાના શ્રેષ્ઠત્વ માટે વાદ વિવાદ, કળીયુગનું અકસ્માત પ્રકટ થવું અને યુગો સાથે વિતંડાવાદ કરી ચારે યુગોમાં પોતેજ સર્વોપરી શ્રેષ્ઠ હોવાનો અહંકાર ભર્યો શાસ્ત્રાર્થ નારદ મુનીનું વચ્ચે પડવું અને શાસ્ત્રાર્થનો ન્યાય કરવ પ્રત્યેક યુગના ગુણ-દોષ સાંભળવા. કળીયુગની સ્વસત્તા અને મોટાઈ સાંભળી ધર્મવીર મહારાજ નળરાયના ગુણનું વર્ણુન કરી નળને સર્વોપરી શ્રેષ્ઠ જાહેર કરવો છતાં સ્વયંવર રચાવી નળરાયને વરવા આતુર થએલી દમયંતી સાથે જે લગ્ન કરે તે શ્રેષ્ઠ મનાય એ રીતે કળીને દમયંતી વરવા માટે ઉશ્કેરી નારદમુનીએ પોતાનો પ્રપંચ સિદ્ધ કરવો ને દમયંતી વરવા કળીયુગનું વિદાય થવું.

**પ્રવેશ ૩ જો**—સુદર્શનનું આવવું, કળી પ્રભાવે ભ્રમીત થએલ સુદર્શનના પોતાની પ્રીતિપાત્ર ખવાસણ લલીતાને મળવાના વિચાર, લલિતાનું આવવું, કળીયુગી વ્યભિચારનો પ્રત્યક્ષ ચિતાર આનંદમાં વિઘ્નરૂપ લલિતાનો ધણીનો ઘાટ ઘડવાનો વિચાર અને પરસ્પર હાસ્ય વિનોદ.

**પ્રવેશ ૪ થો**—કુંડીનપુર નગરમાં ભીમકનો બગીચો, સખીઓ સાથે દમયંતી, દૂત તરીકે આવેલા હંસ સાથે દમયંતીનો વાર્તાલાપ, હંસના મુખે નળરાયના ગુણ સૌંદર્યનું વર્ણન સાંભળી નળ પ્રત્યે દમયંતીનો પ્રેમ અને નળરાયને વરવા માટે દમયંતીની અભિલાષા હંસે નળ સાથે લગ્ન કરાવી આપવા કબુલ થઈ નળનેજ વરવા દમયંતી પાસે પ્રતિજ્ઞા કરાવી નીશાનીમાં દમયંતીનો મુક્તાહાર લઈ હંસનું વિદાય થવું.

**પ્રવેશ ૫ મો**—શાસ્ત્રીપુત્ર સુદર્શનનું એકાંતગૃહ, દુશ્મનને સંહારવાના વિચારસાગરમાં ગોથાં ખાતો સુદર્શન, લલિતાનો ધણી કાનજી પોતાની સ્ત્રીના પ્રપંચમાં ફસાઈ શાસ્ત્રીબાવાને ત્યાં આવે છે. સુદર્શનનો કાનજીનું ખુન કરવાનો ઠરાવ, જોષ જોઈ કાનજીને યુક્તિ પૂર્વક ફસાવવો; ફાંટાબાજ કાનજીની યુક્તિ અને દુઃખથી મેળવેલી મુક્તિ સુદર્શનના પિતા દેવશર્માને કાનજીએ સપડાવવા, લલિતાનું આવવું, ગંભીર ગોટાળો, પોગળ વેરાઈ જવું, મારામાર અને ભાગાભાગ.

**પ્રવેશ ૬ ઠો**—દમયંતીનું અંતઃપુર, સખીઓ સાથે દમયંતી, ઈંદ્રાદિ દેવો તરફથી દૂત તરીકે આવેલા નળરાયનું પ્રસિદ્ધ થવું નળને યોગી જેવા મહાપુરૂષ સમજી દમયંતી તરફથી નળનું આતિથ્ય અને આગમનના કારણનો પ્રશ્ન ઈંદ્ર, અગ્નિ, વરૂણ આદિ દેવો તારી સાથેના સંલગ્નને ઇચ્છે છે જેથી હું તેમનો સંદેશ લઈ આવનાર દેવદૂત છું એમ જાહેર કરવું અને દેવવર વરવા દમયંતીને શીખામણ સાથે આગ્રહ,

દમયંતીનો ઈન્કાર અને નળ પ્રત્યેના પ્રેમમાં દ્રઢ, વારંવાર નળનું સમજાવવું અને જો દેવો સાથેના લગ્નને ઇન્કાર કરીશ તો દેવો તરફથી તને શ્રાપ મળશે એવો ભય બતાવી દેવો સાથે લગ્ન કરવા આગ્રહ, નળને વરવાના નિશ્ચયવાળી દમયંતીને થએલો ક્રોધ અને આત્મઘાતની કોશીષ હંસનું અંતરિક્ષથી આગમન અને નળને પ્રસિદ્ધ કરી, નળ દમયંતીનો હસ્ત મેલાપ કરવો, પરસ્પર પ્રેમદર્શન.

**પ્રવેશ ૭ મો**—મહર્ષિ નારદનું આગમન, હંસના દુત કાર્યથી પ્રસન્ન થવું અને સ્વયંવરમાંથી કળીયુગને પાછા પાડી ઉપહાસ્ય કરાવવા વિચાર દમયંતીમાં આસક્ત કળીયુગનું સ્વયંવરમાં જવા નીકળવું, નારદની ભેટ અને કળીને સદુપદેશ, કળીનો અહંકાર અને દમયંતી વરવા માટે નિશ્ચય.

**પ્રવેશ ૮ મો**—દમયંતી સ્વયંવર, સ્વયંવરમાં પધારેલા નૃપાલોના ગુણ વર્ણન જાણવા, સરસ્વતીને પ્રગટ થવા ભીમકરાયની સરસ્વતી પ્રત્યે પ્રાર્થના, સરસ્વતીનું પ્રગટ થવું દમયંતીનું વરમાળ ધારી સખીઓ-સાથે આવવું. સરસ્વતી મુખે પ્રત્યેક રાજવરોનાં ગુણ વર્ણન, દેવોનું ઉપહાસ્ય, સરસ્વતીએ દેવોને પ્રસિદ્ધ કરવા, ઈંદ્રાદિ દેવોએ ઉભય દંપતીના પ્રેમની સંપૂર્ણ કસોટીએ ખુશી થઈ વરદાન આપવું અને ઈંદ્રના હસ્તે પવિત્ર યુગલનું પાણિગ્રહણ કળીયુગની નિષ્ફળતા.

ડ્રોપ.

## અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો**—પહાડી જંગલમાં નદી કીનારે નળરાયના કનિષ્ઠ બંધુ પુષ્કરની તપશ્ચર્યા, દમયંતી સાથેના લગ્નમાં નિષ્ફળ થએલ કલી અને દ્વાપરનો પ્રવેશ, કળીયુગે પોતાની સ્વસત્તાથી અપ્સરાઓ ઉત્પન્ન કરી મોહની જાળમાં પુષ્કરને ફસાવવો, નૈષધ દેશના રાજ્યપુરોહિત તરીકે બ્રાહ્મણ વેષે કળીયુગ અને દ્વાપરનું પુષ્કર પાસે પ્રસિદ્ધ થવું, રાજ્યલોભ, સ્ત્રીલોભ અને પુત્રલોભ વિગેરે સંસારીક લાલચમાં લલચાવી પોતાનું અર્ધરાજ્ય પાછું લેવા જુગારનો સંકેત કરી નળપાસે પુષ્કરને કળીયુગે મંત્ર સીદ્ધ સુવર્ણ દંડ આપી જુગાર રમવા મોકલવો.

**પ્રવેશ ૨ જો**—રંગમહેલમાં શ્રીમાન નળરાય અને સતી દમયતીનો આનંદ પ્રસંગ, યોગીવેષે પુષ્કરનું આવવું, નળપાસે દ્યુત એટલે જુગારની માગણી, પુષ્કરની ભ્રમિતબુદ્ધિ જોઈ નળને શોક થવો અને જુગારના ખ્યાલને દુર કરવા પુષ્કરને સમજાવવો, કળીપ્રભાવે મોહાંધ થએલ પુષ્કરનો દ્યુત એટલે જુગાર માટે આગ્રહ, ક્ષત્રીય ધર્માનુસાર ધર્મસંકટથી નળરાયની હેરાનગતિ, જુગાર ન રમવા બંને ભાઇઓ પ્રત્યે દમયંતીનો સદુપદેશ, પુષ્કરનો દુરાગ્રહ, દમયંતીનું અંતઃપુરમાં ચાલ્યા જવું. ધર્મબંધનથી વ્યાકુળ નળે દ્યુતનો કરેલો સ્વીકાર, ત્રણ શરતે જુગારનો પ્રારંભ, પ્રથમ દાવમાં રાજ્ય, બીજામાં દમયંતી અને ત્રીજા દાવમાં જે હારે તે ત્રણ વરસ વનમાં જાય એ શરતે જુગાર રમવો, કળીયુગે અદૃશ્ય રહી જુગારમાં નળરાયના સુલટા પાસા ઉલટા કરી નાખવાથી રાજ્યઐશ્વર્ય દમયંતી આદિ સર્વસ્વ હારવાથી જુગાર દુશ્કર્મના આઘાતથી નળનું મૂર્છાગત થવું.

**પ્રવેશ ૩ જો**—દમયંતીનું અંતઃપુર, દુષ્ટ જુગારના પાપી પ્રપંચમાં ફસેલા નળ પુશ્કર માટે દમયંતીનો શોક, નળરાય જુગારમાં સર્વસ્વ હારી જવાથી પુશ્કરે રાજ્યમુગટ ધારણ કરી રાજ્યમાં વરતાવેલી આણનો ઢંઢેરો સાંભળવો, શોકાગ્રસ્ત દમયંતી, પુત્ર ઈંદ્રસેન અને પુત્રી ઈંદ્રસેનાને બોલાવવાં, માતાને ઉદાશ જોઈ ઈંદ્રસેને કરેલો પ્રશ્ન, માતા તરફથી બાળકોને સાન્તવન, અને રાજ્યપુરોહિત સુદેવ સાથે બાળકોની મોસાળ જવાની તૈયારી, દરમ્યાન મોહાંધ પુશ્કરનો પ્રવેશ, દમયંતીના પ્રેમની માંગણી, સતીનો તીરસ્કાર, પુશ્કરનો જુલમાટ ભર્યો બલાત્કાર, માતાના પતિવ્રતસઉભાગ્ય રત્નની રક્ષા માટે ઈંદ્રસેનને થએલો ક્રોધ અને પુશ્કર સાથે વાગયુધ કામાંધ પુશ્કર બાળકોનો ઘાત કરી દમયંતીને સ્વાધીન લેવા તત્પર, અકસ્માત નળનું આવવું, નળનો પુશ્કર પ્રત્યે ક્રોધ, પુશ્કરનો અત્યાચાર અને રાજ્ય છોડી વનમાં જવા નળને આજ્ઞા, ધર્મવીર નળરાય શોકાગ્રસ્ત, બ્રાહ્મણ વેષધારી કળીયુગ અને દ્વાપરનું આવવું, પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાના હેતુથી નળરાય અને દમયંતીને વનમાં જવા દેવા પુશ્કરને સમજાવવું, તે માટે પુશ્કરનો સ્વીકાર અને નળ દમયંતીને વસ્ત્રાલંકાર ઉતારી એક વસ્ત્રે વનમાં વિદાય થવા પુશ્કરનો હુકમ, બાળકોને રાજ્યપુરોહિત સુદેવ સાથે મોસાળ વિદાય કરી નળ દમયંતીએ વનમાં જવા વિદાય થવું.

**પ્રવેશ ૪ થો**—પાસેના શહેરમાંથી ચોરી કરી છટકેલા બે ચોરનું આવવું, ચોરીના માલની વહેંચણી કરતાં લડી પડવું એક ચોરનું ખુન, અને બીજાનું ચોરીનો માલ લઈ પસાર થવું, શૃંગારમાં લીન થએલા શાસ્ત્રીજી અને લલીતાનું આવવું, ચોરનું મુડદું જોઈ ગભરાવવું, મુડદાંને ઠપકો, બાદ ચોરને પકડવા નીકલેલા રાજદૂતોનું આવવું, મુડદાં પાસે ઉભેલા શાસ્ત્રીજી તથા લલિતાને જોઈ તેમને ચોર તથા ખુની સમજી પકડી લઈ જવા.

**પ્રવેશ ૫ મો**—જંગલમાં રખડતાં રઝળતાં નળ દમયંતીનું આવવું. જંગલના જળાશયનો આશ્રય લેઈ વિશ્રાંતિ મેળવવા વિચાર અન્ન-જળના અભાવે સાત દીવસથી પીડીત ક્ષુધાતુર નળનો જળાશયમાંથી મત્સ્ય ( માછલાં ) મેળવી ક્ષુધા શાંત કરવા નિશ્ચય, **"અહિંસા પરમો ધર્મ:"** સમજાવી સતીએ પતિને કરેલો સદુપદેશ.

**દમયંતી**—"અરે ઓ નાથ પ્રાણીને વિનાકારણ નહી મારો"
"મહા આપત્તિકાલે પણ અહિંસા ધર્મને ધારો"
"નિહાળો જો પ્રભુ આપે દયા દૃષ્ટિથી પ્રાણીને"
"નક્કી પોતે પ્રભુ પામો પ્રભુની મહેરબાનીને"

**નળ**—"પ્રભુ મારો નથી જ્યાં ત્યાં પ્રભુની મહેરબાની કયાં"
"રવડતાં રાનરાને અન્ન ફળના હા પડે સાંસા"
"ક્ષુધાએ પ્રાણ જાતાં પ્રાણી હિંસા કાજ લલચાવું"
"બળ્યા આ પેટને ખાત્તર અનીતિ માર્ગને ચાહું"

**દમયંતી**—"ગમે તે દુ:ખ આવે તોય ન સજ્જન ત્યાગતા નીતિ"
"ગમે તેવી મુશીબતમાં પ્રભુની ધારતા ભીતિ"
"બળ્યા આ પેટને માટે ન હિંસા પાપને ધારો"
"ચાહતો લ્યો પ્રભુ આહાર માટે દેહ આ મારો"

**નળ**—"તલપતો હા ક્ષુધાથી પ્રાણ અભાગી પ્રાણ આ મારો"
"જળેજળ જીવ મેળવવા અનુરાગી પ્રાણ આ મારો"

કળી પ્રભાવે ભ્રમિત નળ સતીના સદુપદેશ તરફ ધ્યાન નહીં આપતાં મત્સ્ય ( મચ્છ ) મેળવવા તળાવમાં જવું અને પાંચ સાત મત્સ્ય હાથ આવ્યાં તે લેઈ દમયંતીને સોંપી પુન: જળાશયમાં પડવું, દયાળુ દેવી દમયંતીના કોમળ હસ્તમાંથી મત્સ્યનું સરી પડવું, મત્સ્ય નહીં મળતાં નીરાસ થએલા નળની તળાવમાંથી નીકળી દમયંતી પાસે પ્રથમ મળેલા

મત્સ્યની માગણી, "મત્સ્ય શરી પડ્યાં" એમ દમયંતીનો જવાબ સાંભળતાં દમયંતી પ્રત્યે નળનો ક્રોધ, સતીની પ્રતિજ્ઞા.

"અગર સ્વામીથી પેટ વહાલું ગણ્યું"
"અગર ભક્ષ જો મેં કીધું મત્સ્યનું"
"તો સોગન મને આપ શ્રીમાનના"
"છે સોગન મને સ્વામી શ્રી રામના"

ક્ષમાની યાચનાથી નળની શાંતિ, અને દમયંતી પ્રત્યે પ્રેમ, જંગલમાં વિચરતાં કળી તંત્રથી ઉડતા પક્ષીનું નજરે પડવું, પક્ષીને મારી શીકાર કરવા ક્ષુધાર્ત નળની ઇચ્છા, પહેરેલા વસ્ત્રનું આચ્છાદન કરી પક્ષીને પકડવા જતાં નળનું વસ્ત્ર લેઈ પક્ષીનું ઉડી જવું, સતીએ પતિને અર્ધ વસ્ત્ર આપવું, આફતપર આફત દુઃખ ઉપર દુઃખથી પવિત્ર દંપતિનો કરૂણાવિલાપ, થાક ભૂખથી ચક્કર ખાઈ ઉભયનું જમીનપર પટકાઈ પડવું, કળીયુગનો પ્રપંચ તંત્ર, નળે દમયંતીનો ત્યાગ કરી ચાલ્યા જવું.

**પ્રવેશ ૬ ઠો**—નળ દમયંતી ઉપર પડેલા અસહ્ય સંકટોથી નારદ મુનીને થતો પશ્ચાતાપ, અને પવિત્ર પતિ પત્નિને દુ:ખમાં સહાય કરવા નિશ્ચય પોતાના પંજામાં સપડાએલી દમયંતીને સ્વાધીન લેવાના વિચારોમાં તલ્લીન બનેલો કળીયુગ, પોતાને દમયંતી મળવાથી સર્વમાં શ્રેષ્ઠ મનાવવાનું અભિમાન, નારદની ભેટ અને કળીયુગને સદુપદેશ કળીયુગ તરફથી નારદનો તીરસ્કાર, હંસનું આગમન, કળીને ફીટકાર કળીનું ક્રોધાવેશમાં દમયંતી સ્વાધીન લેવા વિદાય થવું. ધર્મનીષ્ઠ સત્યનીષ્ઠ મહાત્મા નળ અને સતી દેવી દમયંતીનો પક્ષ કરી કળીને પરાસ્ત કરવા નારદ અને હંસનો નિશ્ચય.

**પ્રવેશ ૭ મો**—પતિ વિરહથી વ્યાકુળ બનેલી દમયંતી, જંગલ બીયાબાન ભટકતી ઉન્માદ અવસ્થામાં પતિને શોધતી નજરે પડે છે. જંગલના હિંસક પ્રાણીઓના પાસમાં સપડાવવા છતાં અશુદ્ધિને લઈ નીર્ભયપણે વાઘ સિંહાદીક ક્રૂર પ્રાણીઓને પોતાના સ્વામીના સમાચાર પુછતી વીલાપ કરે છે, કરૂણા વીલાપમાં બે ભાન દમયંતીને અજગર ગળે છે, સહેજ ભાન થતાં અજગરથી મુક્ત થવા નળને પોકારે છે.

" નહિ સ્નેહને છેહ દેવો ઘટે છે.
અહો નળ અહો નળ વીદર્ભી રટે છે."

પારધી રૂપે કળીનું પ્રત્યક્ષ થવું. અને અજગરને મારી દમયંતીને બચાવી પોતાના ઉપકાર નીચે દબાવવી, નળ મેળવી આપવા કળીયુગ પાસે દમયંતીની પ્રાર્થના પ્રાર્થનાનો તીરસ્કાર અને દમયંતીના પ્રેમની માગણી દમયંતીનો કળી પ્રત્યે ક્રોધ, દમયંતી ઉપર કળીયુગનો બળાત્કાર, નારદ મુની તરફથી સતીના શીયળનું સંરક્ષણ.

**પ્રવેશ ૮ મો**—ગમાર કોટવાળની પોતાના સાથી કામદારો સાથે રકઝક તથા રાગરંગમાં ગુલતાન બાદ જંગલમાં પકડાએલા શાસ્ત્રી સુદર્શન અને લલીતાના ધણી કાનજી વીગેરેનું હાજર થવું, બેવકુફ કોટવાળની બેવકુફી ભરી તપાસ, પવન જે રસ્તે જાય તે રસ્તે જવું. સત્યનું અકસ્માત જાહેર થવું, વ્યભિચાર કર્મના ગુન્હા બદલ સુદર્શનના પિતા દેવર્શમાની આજીજી ઉપરથી લલીતા તથા સુદર્શનને મારી અને કાનજીનો લલીતા સાથે કોટવાળના હાથે ફરીથી હસ્તમેળાપ.

**પ્રવેશ ૯ મો**—ચેદીપુરમાં સુબાહુ રાજાનો બગીચો, દીવાની અવસ્થામાં દમયંતીનું નીકળવું, ગામના છોકરાઓ દમયંતીને ગાંડી, ઘેલી સમજી તેને કાંકરા વિગેરે મારી હેરાન કરે છે. સુનંદાની નજર પડતાં છોકરાઓને હાંકી કઢાવી દમયંતીને પોતાની પાસે બોલાવી

મંગાવી હકીકત જાણવી, દમયંતીના દુઃખ વર્ણનથી સુનંદાને ઉત્પન્ન થએલી દયા અને પોતાને ત્યાં દાસી તરીકે રાખવી, દમયંતીને પોતાનો હાર સોંપી સ્નાન માટે સુનંદાનું જવું, હાર ખીટીએ મુકી દમયંતીને થએલી આજ્ઞા પ્રમાણે ઝાડુ પાણી કચરો કાઢવો, ખીંટી ઉપર મુકેલા હારનું કળી પ્રભાવે ગુમ થવું, સુનંદાએ આવી હાર માગતાં હાર ન મળવાથી દમયંતી ઉપર ચોરીનું કલંક અને રાજસેવક સાથે સુબાહુના દરબારમાં ન્યાય માટે દમયંતીને રજુ કરવા લઈ જવી.

**પ્રવેશ ૧૦ મો—**સુબાહુનો દરબાર, નળ દમયંતીને શોધવા નીકળેલા રાજપુરોહિત સુદેવનું આવવું, જુગારમાં સર્વસ્વ હારી નળ દમયંતી એક વસ્ત્રે વનમાં વિદાય થયાં તેની શોધ માટે મારૂં આવવું થયું છે તેવું જાહેર કરવું, સુબાહુએ નળ દમયંતીની શોધ માટે યોગ્ય તજવીજ કરવા કહી સુદેવને સાન્તવન આપવું, બાદ ન્યાય માટે દમયંતી સાથે સુનંદાનું આવવું, અને ચોરીની હકીકત જાહેર કરવી, ન્યાયમાં દમયંતીને શીર ચોરીનું તહોમત સાબીત થવું અને સુબાહુ તરફથી દમયંતીને મોતની શીક્ષા, આફ્ત ઉપર આફ્ત ભોગવતી દમયંતીની હંસને કરૂણાયુક્ત પ્રાર્થના, અંતરીક્ષથી હારની વૃષ્ટિ, વિનાકારણ આપત્તિ ઉપર આપત્તિ આવી પડવાથી પતિ પરાયણ ધર્મ દેવી દમયંતીનો પોતાને પીડા કરનાર પાપીને કકળતા હૃદયથી શ્રાપ, સ્થંભનું ફાટવું, શ્રાપાગ્નિથી બળતા કળીનો પોકાર, અંતરીક્ષમાં હંસ.

## ટેબ્લો.

## ડ્રોપ.

## અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો**—નળ જુગારમાં સર્વસ્વ હારી વનમાં જતાં અયોધ્યાના રાજા ૠતુપર્ણની અશ્વશાળામાં નોકર રહેલા નળરાજાના સારથી વાર્ષ્ણેયનો પશ્ચાતાપ, સપ્તૠષીની અવજ્ઞાથી શ્રાપીત થએલા કર્કોટક નાગને બળતા દાવાનળમાંથી બચાવતાં થએલા સર્પડંસથી બાહુક બનેલો નળ, ૠતુપર્ણના અશ્વપાળ તરીકે નોકર રહી રાજસેવક સાથે બાહુક રૂપે નળનું આવવું, સાંપ્રત સ્થિતિ ભોગવતા નળના પ્રારબ્ધ પરત્વે જ્ઞાનયુક્ત વિચાર, વિદર્ભ દેશથી દમયંતીએ નળરાયની શોધ માટે મોકલેલા રાજપુરોહીત સુદેવની માર્મીક શબ્દોમાં ટહેલ, ટહેલ રૂપે સંદેશો, નળ તથા સુદેવનો પરસ્પર વાર્તાલાપ, નળ તરફથી ટહેલના સંદેશાનો ઉત્તર મળતાં બાહુકરૂપે નળ હોવાની સુદેવની શંકા, યુક્તિ પૂર્વક નળને વિદર્ભ દેશ લઈ જવા સુદેવનું ૠતુપર્ણના દરબારમાં જવા વિદાય થવું.

**પ્રવેશ ૨ જો**—ૠતુપર્ણનો દરબાર, સુદેવનું રાજસભામાં આવવું અને નળ જુગારમાં સર્વસ્વ હારી વનમાં જતાં દમયંતીનો ત્યાગ કરવાથી દમયંતી ફરીથી સ્વયંવર કરી આપ શ્રીમાન્ સૂર્યવંશીને વરવા વિચારે છે વિગેરે કહી ભીમકરાયના નામથી કૃત્રીમ કંકોતરી રજુ કરી આવતી કાલે પ્રાત:કાળમાં લગ્નમુહુર્ત હોવાનું નિવેદન કરવું. ૠતુપર્ણની દમયંતીમાં આસક્તિ અને તત્કાલીક વિદર્ભ દેશ જવાનો પ્રબન્ધ કરવા પ્રધાનને આજ્ઞા, ચારસો યોજન દૂર પ્રદેશ પહોંચવા રથવાહક તરીકે બાહુકની યોજના કરવા પ્રધાનની દરખાસ્ત, બાહુક (નળ) અને વાર્ષ્ણેયનું આવવું; રાજ્યઆજ્ઞા સાંભળતાં નળનો દમયંતી પ્રત્યે તીરસ્કાર અને રથ લઈ કુંડીનપૂર જવા કબુલ થવું.

**પ્રવેશ ૩ જો**—પરમહંસ મહાત્મા નારદ અને હંસ, નળ દમયંતી ઉપર પડેલી આપત્તિઓ સંબંધી પરસ્પરમાં વાતચીત અને તે પવિત્ર

ધાર્મીક જોડીને સહાય કરી દુ:ખમાંથી મુક્ત કરવા વિચાર, દમયંતી ફરીથી સ્વયંવર કરી લગ્ન કરવા ધારે છે તે સાંભળી સ્વયંવરમાં જવા નીકળેલા અને કળી પ્રભાવે ભ્રમીત થએલા નળબંધુ પુષ્કરનું આવવું, દમયંતીને વરવા તેનો નિશ્ચય હંસ નારદનું પ્રત્યક્ષ થવું, પુષ્કર પ્રત્યે નારદનો સદુપદેશ, સત્સંગથી માયાવી આવરણ દૂર થતાં પુષ્કરને પોતાની પૂર્વસ્થિતિનું ભાન અને પોતે પોતાના કુટુંબ પ્રત્યે કરેલો અનાચારનો પશ્ચાત્તાપ, અચાનક કળીનો પ્રવેશ અને પુષ્કરની ભેટ, નારદના ઉપદેશથી કળીને તેના યથાર્થ રૂપમાં ઓળખતાં કળીયુગ પ્રત્યે પુષ્કરનો ક્રોધ, નારદ મુનીએ આપેલા બ્રહ્મદંડની સહાયથી કળીયુગને બાંધીને નળ દમયંતી પાસે રજુ કરવા સર્વનું વીદાય થવું.

**પ્રવેશ ૪ થો**—નળ વિરહી દમયંતી, નળની શોધ માટે નીકળેલા સુદેવની રાહ જોતી સુદેવનું આવવું, શોધ મળ્યા બદલ સંક્ષેપમાં સમાચાર, ૠતુપર્ણ સાથે બાહુકનો પ્રવેશ, બાહુકના કદ રૂપ આકારથી સંશયિત દમયંતી તરફથી દાસી મારફત બાહુકની પરિક્ષા કાંઈક નિશ્ચય થતાં સંપૂર્ણ ખાત્રી માટે નળ દમયંતી વચ્ચે પોતાની પૂર્વ સ્થિતીનો પ્રશ્નોતર, નળનું પૂર્વ સ્વરૂપમાં પ્રસિદ્ધ થવું, પુશ્કર સાથે બન્ધન સ્થિતીમાં કળીયુગે તેના કર્મો બદલ શીક્ષા કરવા પુષ્કરની દરખાસ્ત, કળીયુગની ક્ષમા માટે યાચના અને સદાચારી ધર્માત્મા મનુષ્યો પ્રત્યે સદ્‌વર્તન રાખવા પ્રતિજ્ઞા કરી શરણે થવું, શરણાંગતને અભયદાન પુષ્કરનો વૈરાગ્ય અને નળને રાજ્યાભિષેક અને આનંદ.

**શાન્તિ. શાન્તિ. શાન્તિ.**

ભાંગવાડી,
પ્રીન્સેસ થીએટર.
તા. ૨૦-૨-૨૦.

**ઝવેરી ચંદુલાલ દલસુખરામ,**
**માલિક.**
શ્રી. દે. ના. સમાજ.

॥ શ્રી ॥

# સતી દમયંતી

## નાટકનાં ગાયનો.

---

### અંક ૧ લો.

#### મંગળાચરણ.

સૂત્રધાર— શ્રી વરદાતા શિશુગણ ત્રાતા
વિશ્વ વિધાતા પાલક માતા
મીત્ર વરૂણ અગ્નિ ઈંદ્ર
સોમ સૂર્ય યમ ઉપેંદ્ર
સહસ્ર નામ એક આપ
શુદ્ધ બ્રહ્મ વેદ ગાત
મન વચનથી પાર સ્વામી
બુદ્ધી પણ નવ પાર પામી
અજ અગોચર સર્વ ગામી
પરમ શિવ શંકર નમામિ—શ્રી વર.

નટી—ધન્ય ધન્ય તેહ સુકૃતિ જનને જેનાં શ્રેષ્ઠ ચરિત્ર
જગતને વંદન યોગ્ય પવિત્ર
પરમ પ્રેમની મૂર્તિ જે દંપતી દેવ સ્વરૂપ
નળ દમયંતી દેવ સ્વરૂપા

કળીયુગ પાપીના પ્રપંચે સહયાં શરીરે દુઃખ
તજી રાજ્યને વનવન રવડયાં ધરી વેષ કદરૂપ
પૂણ્ય શ્લોક નળરાય તે બન્યો મૂર્ખ બાહુક
અરેરે બન્યો મૂર્ખ બાહુક
સતી પણ બની વેષ અદ્ભુત--

હંસો— ગાયન ૧ લું

સરસ સરસ જળભર આ નૃપ ઉપવનમાંરે
સાગર સ્વરૂપ પલટી આ સ્થળ જળરૂપ રહેશું !
ચૌદ રત્ન ભંડાર તેના દેવો લઈ જાય કે શું !

હંસી—હંસ વિહંગમ આપણ સર્વે મુક્તા નહિં કેમ લેશું
કમળ પુષ્પ કોમળ શૈયામાં—હાં હાં હાં

હંસ—રમણી સંગ રંગે રહેશું રે

હંસી--આનંદ પરસ્પર લેશું રે
પ્રિય સંગમાંરે હાં હાં રે રસ રંગમારે--

હંસરાજ-- ગાયન ૨ જું

બાલકૃષ્ણ અધરોપર લાલી કુંડીન નૃપ બાલી
મેં ઉપવનમાં ન્યાલી
કમલ કોમળ ચરણ પલ્લવ ચાલે હંસી વચે બાલી
અધિક રૂપાળી પુષ્પીત ડાલી નવીન યુવાવાલી-મેં
જેના વદનથી કળા ચંદ્રની પણ હારી છે
જેના સુહાસ્યે ગગન ચંદ્રિકા બીચારી છે

સુવાસીત શ્વાસમાં વસંતની લાચારી છે
વાણી કોકીલ સુણી વાણીએ કુમારી છે
ગુરૂ સ્તન મંડળે ગુરૂએ લઘુતા ધારી છે
સ્વરૂપ સૌંદર્યમાં શ્રી પાર્વતી તપ ધારી છે

નળ તથા હંસ-- ગાયન ૩ જું

નળ--રતિવતી ગજગતિ પ્રિય રતિ પાસે
ત્વરિત સિધાવ જઈ સમજાવ સીદ્ધ કરી
આવ હે તું પ્યારા
વનચર દ્વિજવર મમ પ્રિય કરતું
સફળ જીવનનું પ્રિય પ્રિય કરવું

હંસ—ધારો ધીરજ ધર્મ નૃપ વર
ફળ ધીરજનાં મીષ્ટ ફળશે
મણી કુંદનનો યોગ મળશે
નૃપવર આ પ્રિય કરમાં કર ધરશો ધર્મદારા

નારદ-- ગાયન ૪ થું

ભજ ગોવીંદં ભજ ગોપાલં ગોપાલં ભજ મુઢ મતે
દિન પછી રજની સાંજ સવારે શીશીરવસંત જતાં કૂમમાંએ
કાળ રમાડે જીવ મેંઢાને તો પણ મેં મેં કરતું પોકારે--
બાળપણું ગમ્મતમાં ગાળ્યું યૌવન યુવતી સાથ ગુમાવ્યું
ઘડપણ મન ચિંતાથી મુંઝાયું હરિકીર્તન કદી મુખપર નાવ્યું-
કોણ હું ને તું કયાંથી આવ્યા માત પિતા સ્નેહી કુણ કહાવ્યા
સૌ જગ જંજાળ વૃથારે સ્વપ્ન સમાન જગત સહુ આરે-

કળીયુગ-- ગાયન ૫ મું

દમયંતી દમયંતી દીલને અપાર
રમણીય રમણી હું નક્કી વરનાર
છળ બળ કે કળથી સ્વાધીનમાં લાવું હું
ત્યારે દીલે શાંત થાઉં થાઉં
હું ભયંકર હું દીગંબર રૂદ્ર સ્વરૂપ
સંહારૂં સૃષ્ટિને હું વક્ર દૃષ્ટિએ
દમયંતી હું તજી અન્યને ચહાય--
રન વનમાં રવડાવું રીબાવું અંતે
શ્રેષ્ઠ હું સૌમાં મનાવું જાઉં--

લલીતા-- ગાયન ૬ ઠું

લાડકડી છું લાડકડી મારા લહેરી લાલાની હું લાડકડી
પાયે નેપુરને ખણકે વીંછવા કાને હીરાની હેમ કડી—
કેવો રૂડો હાર મન હરનાર લાગું જાણે રતિ તણો અવતાર
કોણ કહે છે છું બાલકડી--

લલીતા સુદર્શન-- ગાયન ૭ મું

લલીતા--અળગા રહો અળગા રહો લટકાળા લાલરે
તારાં નયણાંનાં તીર લાગ્યાંરે આરપાર
સુદર્શન-રંગીલી રસીલી નખરાળી નારરે--તારાં
લલીતા-વાહ છોગાળા છેલ
ખેલો ખાતેથી ખેલ
મારા હૈયાના હારરે--તારાં

વાહ વાહ વાહ વાહ વાણી વિનોદ વાહ
સુદર્શન–વાહ વાહ વાહ વાહ નારી નાજુક વાહ
લલીતા–વાહ છોગાળા છેલ
ખેલો ખાતેથી ખેલ
મારા ભોગી ભરથારરે-- તારાં

દમયંતી તથા સખીઓ--ગાયન ૮ મું

હાંહાંરે આલી વિમળ રૂતુ વસંત આવી
સુમન સુરભી સુસ્વર ભ્રમર ગાન
માનુની માન મુની ગુમાન તરત દે તજાવી--

સાખી

વસંત લક્ષ્મી સમ સુહે કીંશુક પુષ્પ વીકાસ
મુગ્ધા સુંદરી હૃદય શું પ્રિય કર ચિન્હ પ્રકાશ
વલ્લભા વચન સમી રસાળી તરૂ ડાલી કીલકારીએ કોકીલ
કહેતી એમ વહ્યું જાયે યૌવન આ શાને ધરે માન ખાલી

સાખી

મુગ્ધા પદ્મિની કળી તણું અલિ તજાવે માન
રતિ મંત્ર ગુંજારવે કરે પ્રફુલ્લિત શ્યામ
એવા અલિરાજ મદનરાજ શ્રી રસરાજવિના કળી આ બીચારી
શ્વાસ નિશ્વાસ નિત્ય હૈયે ભરે છે
હૃદય વિકાસ કોની પાસ કરે એ--

દમયંતી-- ગાયન ૯ મું

અહો હંસ સુમીત્ર સંદેશ જરા પિયુ પ્રાણની પાસ પહોંચાડ જઈ
નહી ખાન પાન સખી સંગ ગમે ન હિંડોળ ન ડોળ પલંગ ગમે
નવ રાગ ન રંગ સુગંધ ગમે દિન રેન અખંડ વિયોગ દમે
રસ ચંદન ચંપ કદંબ થકી શશી અમૃતથી નથી શાંતિ રતિ
રહયો અંગ વિયોગ ભુજંગ ડસી બાળા મોહન મોહને મંત્રે ફસી

હંસ—ધર ધીર સખી ન નિરાશ બની
અતિ અંતર શ્વાસ ઉંડા ભરતું
તુજ સંશય સંકટ સર્વ હરૂં
તુજ કારણુ કષ્ટ શરીર ધરૂં
તુજ આશ ન લેશ નિરાશ કરૂં
તુજ કાર્ય અવશ્ય હું સિદ્ધ કરૂં

ગાયન ૧૦ મું

કાનજી—હાય હાય કેવી ભયાનક બાયડી
સુદર્શન—પુરી ફજેતી હાય—ટેક
લલીતા—હાય હાય મારી નાખી મારી માવડી
કાનજી--ચુપ રાંડ ચુપ
લલીતા—મને માફ કરો
કાનજી---જોઈ લ્યો આ કેવી ભયંકર બાયડી
સુદર્શન--માર્યો ઇશકનો પુરો પીટાઉ છું માર્યો ઇશકનો
જીજીજીજી ઈશકજી--
માર ખાઈ ટાલ પડી આવડી "જુઓ જરા"

લલીતા—શાને ધરોછો બીક આવડી "ચાલો વહાલા"
સુદર્શન—હાય હાય કેવી ભયંકર બાયડી

"હત તોજો દાટ વલે, મેદાનજો મીયાં મલે
ખુરદમજો માર પડે ધબોધબ હોફ
રાંડ જતી જરહી હલ હાંણે હલ"
રાંડ કેવી ભયાનક બાયડી

દમયંતી— ગાયન ૧૧ મું.

આલી ચેન નહીં દિન રેન મને આતે આમ થતું હોશે કેમ
સુમન શયનમાં શયન ન ભાવે ચંદ્ર અગન વરસાવે
બાળે મલય પવન કૃષ તનને રાજહંસ મળે કેમ મને

હંસ— ગાયન ૧૨ મું.

અખંડ ઈશ્વિર રાખજો સરિતા સિંધુ સુયોગ
લલિતરાજ લક્ષ્મી સહિત કરો સકળ સુખ ભોગ
હસ્ત ધારો સ્વિકારોજી રાજહંસ જાણી,
અંતરગત મિત્ર આપ આ સતી
બાળા અંતરગત મિત્ર માન શ્રીપતિ,
શાંત સુભગે પ્રિય થઈ તું નળરાજની
અહો કુમુદા પ્રિય થઈ તું દ્વીજરાજની—
દમયંતી—હંસરાજ રાજહંસની કૃપા થકી
હંસ—ચંદ્રવંશ રાજરમણી તું થઈ નકી

દમયંતી–માનું કૃપા કૃપાળુ હંસરાજની
કયાં આપક્ષીવર રાજહંસ, કયાં આ નૃપ ચંદ્રવંશ

નળ–વિધિના લીખીત અંક

હંસ–હાં હાં હાં

નળ–દમયંતી રતિ ગુણશાળા

હંસ–વરશો ધારી વરમાળા, મંડપમાં રાજ રૂપાળા

સખીઓ } આહા એ દિન દીવાળી વાણી હોય મંગળકારી
હંસ. } પુરો પ્રભુ આશ તમારી

નારદ— ગાયન ૧૩ મું.

નીરખો નયનોમાં મારો નાથ રમે,
નાથ રમે મારો પ્રભુ તો રમે–

ભવો ભવની સાધુ ભાવટ ભાગે
ઘટમાં રમૈયો મારો પૂરણુ રમે

જગ જગમાં સાધુ સઘળેજ જામ્યો,
અઘઘટમાં પણ આપો આપ સમે—

નારદ— ગાયન ૧૪ મું.

અહાહા આ પણ નવીન રંગ
આવી મળ્યો આજ ઠીક પ્રસંગ
પ્રપંચ કુરુ..
...વ બન્યા નળ ને કળી સુંદર રૂપ રંગ
વર...ને વિચારી ભીમક કુ......ની અહા રચ્યો આતે શું પ્રપંચ

પ્રપંચની જાળ તોડશે તત્કાળ આ મુની બાળ
સ્વયંવર મંડપે જોવું કેવા બને છે હાલ હવાલ

દમયંતી તથા સખીઓ--   ગાયન ૧૫ મું.

આવો સૌભાગ્યશાળી કુમકુમના પગલે ચાલી મંડપે આવોને
પલભર લજ્જા વિસારી વરમાળા કરમાં ધારી
દેવી શ્રી સરસ્વતી હસ્ત સાહોને-
ભૂતળના ભૂપતિઓની સાંભળી કીર્તિને
ગુણીઅલ ગુણના રાગી દેવી શ્રી થાઓને
શ્રી વરદા દેવી તણું વરદાન પામીને
ઇચ્છિત નરવરના કંઠે માળ ધરાવોને,--



## અંક ૨ જો.

પુષ્કર તથા સાધુઓ—  ગાયન ૧૬ મું.

અલખ નિયંતા ઘટ ઘટમાં ખેલતાં તારી અકળ કળા
છે આનંતરે
અગમ મહિમા કાંઈ ગમ ના પડે પ્રભુ આપ છો દેવ
મહંતરે
શુન્ય મંડળમાં વાસ તમારો પ્રભુ જ્યાં હું જળજ્યોતિ
પવનરે
સૂરજ ચંદ્રકળા ત્યાં નહિ પહોંચે સત્‌ચિદ્‌ શ્રી
ભગવંતરે
વિશ્વવ્યાપક રહો વિશ્વથી ન્યારા તમને જાણે
કોઈ વીરલા સંતરે
આપ ઇચ્છાથી આ સૌ વિશ્વ રચાયું છે આપ વિષે
તેનો અંતરે

अच्युतं शाश्वतम् निष्प्रपंचात्मकम् ।
निर्गुणम् निष्क्रियम् निर्मलम् व्यापकम् ॥
निर्विकल्पम् निराकार रूपम् विभुम् ।
नित्य मुक्तम् सदा शुद्ध देवम् भजे ॥

અપ્સરાઓ—  ગાયન ૧૭ મું

જાગો યોગી મહારાજ અમારા શીરના શીરતાજ
ની સહવાસ વીના ( ઓ ) ગમ મળે ન કદી

રાજ ભોગવિના યોગે ન શ્રેય કદી
જંગલના વલ્કલ દુર ત્યાગી
લ્યો રાજલક્ષ્મી માગી
અમો આવી છું મહા ભાગોરે
તમ પાસે યોગીરાજ

દમયંતી-- ગાયન ૧૮ મું

મોહન સુંદર પ્રાણજીવન મારા મુકુટમણી
... .... ... ... પ્યારા નયનમણી
... .... ... ... મારા હ્રદયમણી
મૂર્તી મોહન હાં લાગે પ્યારી મને
પ્યારી પ્યારી મને જોઉં ધારી મને
અંગ અંગ ખીલે મારાં સ્નેહ રસે
સ્વામી સ્નેહ રસે મગ્ન મારૂં હસે--

દમયંતી-- ગાયન ૧૯ મું

પ્રભુ અમ રંકપર આવી અકૃપા કેમ કરી
શાણા શ્રીમાનની મતિ વિકલ હા કેમ કરી
કહે છે શાસ્ત્ર કે ભવિષ્ય હોય અનિષ્ટ જેનું
પ્રથમ તેની સુમતી નીતિ પ્રભુ લેછે હરી
સ્વામી નળરાય કયાં ને કયાં આ નીતીભ્રષ્ટ જુગાર
જતી વિનાશકાળે સજ્જનોની બુદ્ધિ ફરી-

## ગાયન ૨૦ મું

દમયંતી, ઈંદ્રસેન તથા ઇંદ્રસેના--

દમયંતી--જાઓ સિધાવો બાળ અમારાં અંતરનાં આરામ
મળીશું ફરીને મેળવશે જો ભક્તવત્સલ ભગવાન-

બાળક—હાય અભાગી અમ પામરપર આવ્યો દુષ્કર યોગ
બાળ અમે લાચાર ન સહીયે માતા તાત વિયોગ રે-

દમયંતી--નીરવિનાની સરિતા સુની વચ્છવિના સુની ગાય
પાંખવિના સુની પંખીણી જેવી બાળવિના સુની માયરે-

સુદેવ—સારાં નરસાં યશ અપયશનાં વડીલ કરે જે કામ
ભોગવવાં પડે સર્વ સ્વજનને તેનાં જે પરિણામ રે-

## ગાયન ૨૧ મું

લલીતા--હું વારી મનહરનારા

સુદર્શન--શા બોલ મધુરા તારા

લલીતા--વાહ છેલ છબીલા પ્યારા
હું વારી તારાપર પ્રિય પ્યારા

સુદર્શન--ઓ લલના મારી દીલભર પ્યારી
હું તારાપર વારી શી સુંદર સુરત તારી
છું સેવક તારો હું પ્રાણ પ્યારી

લલીતા--હો રંગીલા છેલ ફાંકડા નખરાં કરતા શાને

સુદર્શન--હાથેવાળો કોણે કર્યો છે હીસાબ પીળે પાને

લલીતા—મતવાળા લ્હેરીલાલા છેલ મારા પ્રાણ પ્યારા
છો ઠગારા—

દમયંતી—
ગાયન ૨૨ મું

પ્રારબ્ધ આમ જન ભવમાં ભમાવે
અદ્‌ભૂત ચિત્ર જગમાં બતાવે
કાળે હતા નળ મહીપ ચક્રવર્તી
આજે ન વસવા તસુ એક ધરતી
રહેતી ન કોની કદી એક સરખી
વેળાની છાંય સહુને શીર ફરતી

નારદ—
ગાયન ૨૩ મું

રટ નાથ નિરંજન નામ અહો મન ઘેલા
કળીયુગ વા કૃતયુગમાં ભક્તિવિના મુક્તિના—
ભક્તિ એજ નરતન સાર.
નહીં તપ તીરથ જપ યોગ સાધના કળીયુગમાં
કંઈ બનશે
કેવળ પ્રભુને શરણ જવામાં સઘળાં કાર્ય સુધરશે
પુરૂષાર્થ ચારે ફળશેરે-ભવ જન્મમરણ દુઃખ ટળશે
જીવ શિવ પદમાં જઇ મળશેરે
ભક્તિ એજ નરતન સાર—

નારદ તથા હંસ— ગાયન ૨૪ મું

વિપરીત જગ વ્યવહાર બને જ્યાં કળી હળાહળ વ્યાપે
દુષ્ટ દાંભિકો સદા સુખી રહે સજ્જન દુઃખી સંતાપે
સંસાર ડુબે સૌ પાપે—
સ્રીવશ પુરૂષ પાપરત કામી વૃદ્ધ વડીલ સંતાપે
શ્યામાને સોનેથી મઢે માબાપને અન્ન ન આપે
પુણ્યવંત નર રહે રવડતા પાપી વૈભવ સ્થાપે
વેશ્યા પહેરે પાટ પીતાંબર સતી વસ્ત્રવિણ કાંપે
પૃથ્વી રસકસહીન થઇ નહીં મેઘ વૃષ્ટિ શુભ આપે
પશુ પ્રાણી અન્ન જળવિણુ મરતાં કળી કસાઈ હાથે

દમયંતી— ગાયન ૨૫ મું

બાળા ક્યાંએ પ્રિતમ મારા
તુજ સમ જેના ચંચલ નયનો
દૃષ્ટિ શિતલ શશી અમૃત ધારા
વદન સુધાકર દરશવિના હા
પદ્મિની પ્રજળે વિરહ રવિ જ્વાળા
શોધી કહે જઈ શ્યામ સુંદરને
અંત સમે ચહું દર્શ તમારા

નાયકા— ગાયન ૨૬ મું

સાંવરીયા સુહિણા જાની યારરે
સુહિબ મીઠા મનરો મોહિયે રે

તો તાં માં વારી જાની સદકે બલહાર જાની
પિઆર મહોબત જો પ્યાલો તાર, આ...
દમદમમાં સારીયાં મીઠા પાચે જાતી નિઆરિયાં
મુકે ઢોલણુ ખણી નિઆર રે (૪) આ...
અચરે દિલભર લાસાની તો તાંહી સિર કુરબાની
દયારજે પિઆરી નખે દીદાર આ...
હુંજડચુથી હારીયાં ગોરારે ગીલનતું ગારીયાં
છાલાએ સીંકઈ મન ઠારરે (૪) આ...

દમયંતી— ગાયન ૨૭ મું

ગયા શું મેલીરે મને ગયા શું મેલી
મારા દેવ દયાળુ મને ગયા શું મેલી
મેં તો જાણ્યુંતું વહાલા જનમ સંગાથી
રણ વગડે શું મને રડતી મેલી
વસ્ત્ર ચીરીને વહાલા વેર શું વાળ્યુંરે
અર્ધ ઉઘાડી કરી કાયા વેલી
કેશ છુટા શીર અંગ ઉજરડારે
આંખે અખંડ આંસુ ધારા રેલી
ભાન ને સાન ભુલી ભુલી ભમું છું
લોકો કહે છે મને ગાંડી ઘેલી

દમયંતી— ગાયન ૨૮ મું

હું કોણુ તે ન સમજું સમજુ છતાં અસમજુ
કોને જણાવું દીલનું દુઃખ દર્દ દાહ તે શું

વાડી વસંત મારી ખીલેલી સૌ ફના થઈ
સમશાનમાં ફરૂં છું બાકી કશું ન સમજું
રડતાં સુઝી છે આંખો ગઈ છે કપાઈ પાંખો
લાચાર પંખીણી છું બાકી કશું ન સમજું
સલગીને જ્વાળામુખી પર્વત શીતલ થશે તો
અંતર સળગતી જ્વાળા ભેટી ગગન જશે તો
હું મસ્ત યોગીની છું અથવા વિયોગીની છું
તુહી મંત્ર જપું છું બાકી બીજું ન સમજું

ડ્રોપ.



## અંક ૩ જો.

ગાયન ૨૯ મું

### दोहा.

राम नामको कल्पतरु कलि कल्याण निवास
जो सुमिरत भयो भांगते तुलसी तुलसीदास.

### चोपाई.

चहुँ जुग तीनिकाल तीहुँ लोका , भये नाम जपी जीव विसोका
वेद पुराण संत मत एहु , सकल सुकृत फलराम सनेहु
ध्यान प्रथमयुग मखबीधी दूजे , दवापर परितोषन प्रभु पूजे
कलि केवल मलमूल मलीना , पाप पयोनिधि जन मन मीना
नाम कामतरु काल कराला , सुमिरत शमन सकल जग जाला
राम नाम कलि अभिमतदाता , हित परलोक लोकपितु माता

### दोहा.

राम नाम नर केसरी कनक कसिपु कलिकाल
जापक जन प्रल्हादजिभी पालही दली सुरसाल

વારાંગનાઓ— ગાયન ૩૦ મું

તાના નાદીર તાના તુમ દરતાના દીમ દીમ
તદીયનરે તાના નાદીર તાના તુમ દરતાના
દીમતા દીમતા દીમ તનનનનન તાના નાદીર
રાજ કરો અવિચળ અવનીપ[illegible] આપ સ્વધર્મે સ્વામી
યાવત ચંદ્ર દીવાક[illegible] સ્થીર રહો આપ સુયશ બહુ નામી

દમયંતી-- ગાયન ૩૧ મું

કરૂણા કરી કીરતાર અરજ આ લેજો સ્વીકારી
ભવ સિંધુમાં રહે નવ નિર્ભય નાથ વિના સ્ત્રી નાવ
તરંગ તુફાને રહે ડગમગતું સ્વામી સુકાની વિના
અંતર વિરહ વડવાનલ સલગે કયમ કરી પાર જવાય
મંગલમય તુજ મંગલ સ્તવને મંગલ સર્વ થાય

ગાયન ૩૨ મું

સુમીત્ર હંસરાજના વચન ને સાંભળી
વિશ્વાસુ રાજ બાલીકા સ્વયંવરે વરી
તજી વરૂણ અગ્નિ ઇંદ્ર શ્રેષ્ઠ સુરપતિ
શ્રીમંત નૃપ કુમારને ગણ્યા સ્વયંપતિ
સોંપી સર્વ દેહ પ્રાણ પ્રાણનાથને
આશ્રયે રહી વિચારી શ્રેષ્ઠ સાથને
રમાડી પંખાણી ઘણી બતાવી પ્રેમને
દબાવી કંઠથી કહો શું કહેવું તેમને
ફસાવી હરીણીને વગાડી પ્રેમની વીણ
જે ન જાણતી કશુ પતિ પ્રભુવિના
ગણી નિર્દોષ ને સદોષ માન ભક્ષણે
કરી સનાથ ને અનાથ ત્યાગીને વને
વિશ્વાસઘાતથી સુતેલી સુંદરી તજી
અર્ધ વસ્ત્ર કાપતાં દયા ન દીલ સજી

હા નાથ નાથ નાથ કહી વને વને ફરી
ન કાળજી લગાર પ્રાણુ પીંડની કરી

દમયંતી— ગાયન ૩૩ મું

પડી અજગરને મુખ બાળા તો એ જપતી પતિ જપમાલા
પારધીએ કુદષ્ટિ કીધી ત્યાંય પ્રભુએ બચાવી લીધી
થઈ ડાકણી શાકણી ઘેલી પતિએ જેને વનમાં મેલી
પરાધીન થઈ ઉદર ભરીયું દાસી રૂપે નીચુ કામ કરીયું
ત્યાંય હારની ચોરી આવી સજા સહેતાં પ્રભુએ બચાવી
રહે હાલ પિતા ગૃહે બાળા જપતી સ્વામી નાથની માળા
કરે એક વેળા ફળહાર વ્રત કરતી મેળવવા ભરથાર
બાહુક એનો ઉત્તર દીજે એવા પરમ પુરૂષ ને શું કીજે.



# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો શ્રી દેશી નાટક સમાજનો તથા બાંચોનો મુકામ જ્યાં હોય ત્યાંથી અથવા અમદાવાદમાં પ્રસિદ્ધ કર્તા પાસેથી મળશે.

| | | |
|---|---|---|
| ૧ સતી સંયુક્તા | ૨૪ અજીતસિંહ | ૪૭ સૌંદર્ય વિજય |
| ૨ પવિત્ર લીલાવતી | ૨૫ કુલીન નાયકા | ૪૮ દેવી દેવહુતી |
| ૩ સતી પાર્વતી | ૨૬ સતી દમયંતી | ૪૯ મહારાજા અશોક |
| ૪ અશ્રુમતી | ૨૭ કેશર કીશોર | ૫૦ સતી સુલોચના |
| ૫ રામવિયોગ | ૨૮ સુભદ્રાહરણ | ૫૧ અસૂરી માયા |
| ૬ મ્યુનીસીપાલ ઈ૦ | ૨૯ ઉર્વશી | ૫૨ સરસ્વતીચંદ્ર |
| ૭ ભોજકુમાર | ૩૦ રાઠોડ કન્યા | ૫૩ બોલતો કાગળ |
| ૮ સરદારબા | ૩૧ પવિત્ર લક્ષ્મી | ૫૪ ચાલુ જમાનો |
| ૯ ઉમાદેવડી | ૩૨ કુસુમલતા | ૫૫ સિદ્ધાર્થ બુદ્ધ |
| ૧૦ વીણાવેલી | ૩૩ હંસાકુમારી | ૫૬ દગાબાજ દુનિયા |
| ૧૧ વિજયાવિજય | ૩૪ ગુલબંકાવલી | ૫૭ દેવી દમયંતી |
| ૧૨ મદન મંજરી | ૩૫ અભયસીંહ | ૫૮ દેવીદ્રૌપદી |
| ૧૩ ઉદયભાણુ | ૩૬ કર્મ ફળ | ૫૯ માયાવી–વીર |
| ૧૪ મોહિનીચંદ્ર | ૩૭ નરસીંહ મહેતા | ૬૦ ધર્મવીર મયુરધ્વજ |
| ૧૫ ગીતા સુંદરી | ૩૮ રાગાળશા | ૬૧ આર્ય વીજય |
| ૧૬ સતી સીતા | ૩૯ કૃષ્ણ સુદામા | ૬૨ અમર યોગીન્દ્ર |
| ૧૭ રૂકિમણી હરણ | ૪૦ મહાકવિ કાળીદાસ | ૬૩ બાદશાહી હીર્સ |
| ૧૮ શ્રી ભદ્રાયુ | ૪૧ રાજરતન | ૬૩ બાદશાહી હીર્સ |
| ૧૯ સતી દ્રૌપદી | ૪૨ પ્રલ્હાદ વિજય | ૬૪ પ્રતાપી પ્રેમીલા |
| ૨૦ કબીરસાબ | ૪૩ કૌરવ પાંડવ ભા. ૧ | ૬૫ ચિતોડનો કરણ |
| ૨૧ શ્રી સન્યાસી | ૪૪ જાળંધર સતીવૃંદા | ૬૬ કામલતા |
| ૨૨ ...લીમ ટુલીઆ | ૪૫ કૌરવ પાંડવ ભા. ૨ | ૬૭ સત્યવાદી હરીશ્ચંદ્ર |
| ૨૩ સતી પાદ્મિની | ૪૬ લલીતપ્રિયા | ૬૮ બેવફા બેટી |

શાન્તીભુવન થીએટર, અમદાવાદ. } ચંદુલાલ દલસુખરામ ઝવેરી. મા... શ્રી દેશી નાટક સમાજ.